ગાયન ૨૬૮ મું. રાગ-ધનાસરી-તાલ-દાદરો.

છોરો વ્હાલા લખ એ જો બારી છે ખોહારી તો
દારૂની મોહકાન બરી બુરીં વ્હાલા સમજો
નતીજો" નથી જો સિવા તમામ બેજારી તો-છોરો
પાયમાલી વગર જો અંજામ દીગર છે નથી
પરેશાની પશેમાનીની હયરાની ભારી-છોરો
દારૂડીયા આખર વ્હાલા વગર મોહતે મરવાના
મરે ત્યારે દોજખની બારી છે ઉઘારી જો-છોરો

---

ગાયન ૨૬૯ મું. રાગ—અંગ્રેજી.

ઓ નાદાન તાહરૂં ગુમાન છે સત્યાનાસીની એ નીશાણ
દુર દુર અમથી મનથી ના ફુગરાતી તુંજ પૈસા પર
ધુર ધુર મલશે તાહરી ઉમીદ સારી ધુર આખર
ગરૂરી તુંજ આખર ફના એક દમમાં થવાની છે
હરધુત એ સરકસી તાહરી હવા થઇ જવાની છે
અદના ગીયા આલા ગીયા તો તું શું ટકવાની છે
તુંબી મગરૂર જોતાં જોતાં એક દમમાં મરવાની છે
તાહરૂં તાન બદ ગુમાન હું ભુલાંઉં હું વીસરાઉં
એ છે બસ અરમાન. એ તુંદી તાહરી-ઓ સરકસ
તું ભુલી જશે હજુબી સંભાલ
એ તુમાખ કાહડી નાખ, યાદ રાખ કરશ ખાક તું ઓ કેટી ચેતી ચાલ

---

ગાયન ૨૭૦ મું.

અરે દુનીયાંમા પૈસા શું ખરા પ્યારની બલહારી છે
જુઓ તો પૈસા પરબી હાં ખરા પ્યારની સરદારી છે-અરે
ઝુપડે વસ્તાં જે ગરીબ સાદું સુતરૂં ખાએ
સુખ અને સંતોશ વસે—દુખીયાં સુખીયાં થાય
નથી પૈસામાં સુખ કે પૈસો બેકરારી છે-અરે
તાજ ધરે સરપર ભલે કરે દુનીયા પર રાજ
રાજ તાજ તારાજ છે પ્યારથી જો મહોતાજ
ભલા તેજ પ્યાર ખરો જો છે ગરીબાઇજ પ્યારી છે-અરે

---

ગાયન ૨૭૧ મું.

જો કરમ કરીમેં બક્ષી તે પર ઇતરા ના કદી-જો કરીમ
જો પઢી થયો તું ફાઝીલ-તોબી ફુગરા ના કદી
જર જોબન ફાની છે તો-મસ્તીમાં મલકા ના કદી
બેજરૂર ગરૂર છે-એ નથી તે ટકવાનાં કદી
ચઢી દરીયાવ ઉતરી જશે આખર છે મરવાનાં કદી
અદના ને આલા સૌ મરી આખર છે મલવાનાં કદી-જો કરમ

---

## મસ્તાન મનીજેહ.

ગાયન ૨૭૨ મું. રાગ—અંગ્રેજી.

મેં કીધી કસોટી પ્રીતી ખરી ખોટી તે જાવાને કાજે સદાય
એ સો ટચનું સારૂં છે સોનુંજ પ્યારૂં કે હીરો ચમકતો જણાય.
એ ધીરજનો વાલી ને નેકીથી ચાલી મારો હાય હેતેથી ચાહાય,
હું કુરબાન વારૂં જાન એનું ધ્યાન ભુલી ભાન
સુખી થાઉં હું એને વરી
ઓ સરતાજ ફરેનીના વ્હાલા નિસાર નિસાર નિસાર.
આ સુરતને તારી જિગરમાં ઉતારી હું પુજુછું નાર નિસાર
હું ચાહુંછ હું તારી ને તું મારો થાય.
ને ખુશી ખુશહાલીમાં જિન્દગી જાય.
પહેરાવું પ્રાતીની માલા દિલદાર દિલદાર દિલદાર.

---

ગાયન ૨૭૩ મું. રાગ—ભેરવી.

ઉભરાયે હરખ ભરી છાતી આ હારથી મન હારથીરે
નાજુક મારી આ ઉડતી જવાની
હીરા હાર ડોકે જોઇ દીવાની
હરૂં ફરૂં થઇ મદમાતી—આ હારથી.
ચંન્દ્રે કલંકી ને તારા છે મંદા
બેદાગ હીરાથી બની હું ચંદા
મસ્તાન મનીજેહ કે'વાતી—આ હારથી.

---

ગાયન ૨૭૪ મું. રાગ માંડ.

મને પ્રીત તારી ભારી લોભાવતીરે ઓ રંગરસીયા,
આંખ આડી ઘેલી મને બનાવતીરે—મને.
ચંદ્ર ચકોરની પ્રીતી જે થાયરે
સુરત તારી મનભાવતીરે
તારી હું તારી થઇ તનમન ધનથી
મનને ખુશીથી હસાવતી હું હસાવતીરે—મને.

---

## 'ભોલી ગુલ.'

ગાયન ૨૭૫ મું. રાગ—કાલિંગડો.

લખેલા લેખ ખરા બલવાન-મિટાવી શકે નહી ઇન્સાન!-લખેલા.
સરજત રીઝે તો રીઝે કુલ દુન્યા. સઉ આપે માન પાન?-લખેલા.
સરજત ઉઠે તો રૂઠે કુલ દુન્યા, જાન બને હયરાન!-લખેલા.

(શેઅર.)
સરફરાજી લાખ હોય, (શાહ) જમશીદ સમ ફના થઇ જાય,
જો કીસમતનો સીતારો, બરગસ્તા થઇ જાય !
ગરબી ગદા પામે જો મેહર કીસમતની,
એક વખ્ત દુએલો, દુખો સૌ દફા થઇ જાય !-મીટાવી.

---

ગાયન ૨૭૬ મું. રાગ—કાફી જીલ્લા.
બુલબુલ ભમે સુગુણ ફુલ ડાલી !
નવરંગ, ઢંગ-ઢંગ સંગ-સંગ-સંગ-સંગ,
ગુલજારમાં, ચકચારમાં, ફુલ બહારમાં—બુલ.
ખીલી ગુલાબી કલી, નવરંગ સાથે મલી ખુશબો બહેકે ભલી,
ખુબ ડોલે-ખુશ બોલે-મુખ ખોલે,
બસ, શીરી જબાને સહી સુખન કેં કહી,
રમતમાં રહી; રીઝાવે માલી !—બુલ.

---

ગાયન ૨૭૭ મું. રાગ—આસાવરી.
દુખથી બની દીવાની, આજ આએ ઘેર ગમી,
માહેતમી રહી રમી, ચાર તરફ દમી દમી !—બની
મુજ માયજી અરે, અરે મુજ માયજી અરે,
મુજ માયજી અરે, તુંજજુદાઇથી ઝુરી ઝુરી બીછાંણેરે !
બાઇ છે ખબર સું તને-ઘરમાં બીના સું બને !
મરે તું તો તોહમતે દેશવટે ભમી ભમી !—બની

---

ગાયન ૨૭૮ મું. રાગ—ભુપ-ઠુમરી.
કલજુગની બાજી-ના દેખી થા રાજી—કલજુગની.
મુજ દીલ ગયું દાઝી—કલજુગની.
અંધાધુનધી કોટવાલ ને કાંણો છે કાજી
ખાઇ ગધેડા મસ્ત બને ને દુબલો છે ગાજી !—કલજુગની
રાસ્ત કહે તે રવડે-મતલબ પાર કરે પાજી,
આંખ છતે અંધાં થઇ કહેશે જુઠાંને હાજી!—કલજુગની.

---

ગાયન ૨૭૯ મું. રાગ—જંગલો ઠુમરી.
રે દુઃખ કહાં કહું જઇ રોઇ,
રે ગમખાર રહયું નહી કોઇ !—રે દુઃખ
સ્વપને સરીખું સહું મેં દીઠું,
માત પીતા સુખ સાંધન સાથે દોલત પણ ખોઇ!-રેદુઃખ.
પડી અટુલી, સુધબુધ ભુલી,
આ સંકટ, ઓ ખુદા ! હવે હું કેમ સકું જોઇ!-રે દુઃખ,

---

ગાયન ૨૮૦ મુ. રાગ—માડ-ગરબી.

જગમાં ગુમાવ્યો જન્મ જેણે પ્રીત નહિ કરી;
સુખની સુગન્ધી છે ભરી આ ફુલમાં ખરી!-જગમાં
આય જગતના બાગમાં સુંદર એકજ ફુલ
પમરે છે તે સ્વર્ગમાં, છે પાતાળે મુળ;
કરમાય છે તે નહિ કદી નહિ જાય છે મારી!-જગમાં.
અતી મેઘે સડસે નહિ, જળ વીણુ નહિ કરમાય,
અતી પતઝડી ન તોડશે, અતી સુરજે ન સુકાય,
લાખો જુગો તો વહી ગયા પણુ તે રહયું ઠરી!-જગમાં

---

ગાયન ૨૮૧ મું. રાગ—એમન-કલ્યાણ.

પ્રિત કરવી છે સેહેલ ઘણી, પણુ નિભાવ બહુ મુશ્કિલ,
સાચ નિભે જો અંત તલક તો દેજે તારૂં દિલ!-પ્રિત.
પંચ તજીને જિવતાં જીવત સુન મરવું પરસે,
એ સઘલું જો સહન કરે તો થાસે તું કામીલ!-પ્રિત
સેજ બિછાવી કાંટાની તે પર પડવું પરસે,
અમૃત પાણી પીવું પરસે વળી ઝેર કાતિલ!-પ્રિત.

---

ગાયન ૨૮૨ મું રાગ—અંગ્રેજી.

હવે આ તાલ ખરી બેઠી, જુઓ ખાનાખરાબીમાં,
થયો આબાદ અરે હું તો, હસદની પુર શરાબીમાં!

(કોરસ.)

બચ્ચા લવજી, લુચ્ચા લવજી, અંતે મારી બુજસે પ્યાસ.
સુખથી ગબડી, દુખમાં સબડી, અચબુચ બનેસે સત્યાનાસ!
જરામાં આગ હવે સળગી કપટ ભડકું ભસમ કરસે.
સુખો આરામો સહુ સાથે, અરે બચ્ચા બલી મરશે!-કોરસ.
થયો હરધુત અરે તોબી, નહિ બીહીશે અદી બંદો,
નવી કંઇ તાલ તલાવતથી ફરી નાંખુ હવે ફંદો-કોરસ.

---

## "ખાનદાની ખુની"

---

ગાયન ૨૮૩ મું. રાગ—કાહાનડો-આસવરી.

હરી ગીત પાઉં ગુણીઅલ તારા—હરીગીત
નીશદીન હું ભજું દાવર મારા—હરીગીત
ઝાહીર નાઝીર, પૃથવી પાતાલે હાઝીર,
કાયમ દાયમ, પાલનહારા—હરીગીત

(શેર)

ગોહરને પત્થર કરે તું બદતર ને બરતર,
બેઝરને જરદાર કરે તું જરદારને બેઝર—ઝાહીર

---

ગાયન ૨૮૪ મું. રાગ—અંગ્રેજી.

ખલક ફલકમાં, કુલે જગતમાં, મારા જેવો નહી શુરો,
ફંદ ફરેબમાં, ચીલ ઝડપમાં, ઠગબાજીમાં હું પુરો.

(કોરસ)

છે મન મોહીત મારૂં, ચંચલ પઇસાને સારૂ,
હોય બાપબી તો નહી હારૂં, પઇસાને ખાતર મારૂં
ઉલટાપ હઝારો આપુ, ગજવાં હજારો કાપુ
દોરીઆં ખાતર હજારો ઘર ધોલે દીવસે બાારૂં.—છે મન

---

ગાયન ૨૮૫ મું. રાગ—માંડ

બઇરાં બધામાં કાંય પછાત હાંરે કહોની શ્યાણા,
કોરપોરેશન કાંય ન કરીએ માહત બોલો બુઝોરગ દાના—બઇરાં.
પારલામેન્ટ કાં ન ભરીએ, મરદોથી કાંએ ડરીએ.
જડજબી નહી કાંય થઇએ, જે. પી. નહી કાંએ બનીએ,
મરદોને શ્યાન દઇએ, મરદોને શ્યાન દઇએ—બઇરાં.

---

ગાયન ૨૮૬ મું. રાગ—અંગ્રેજી.

બેવરો બેવરો લઇ ચાંગલો, સેસ ધી લારદુસ ડી જાંગલો
ગ્રેટ નેપોલ્યનની માંગલો, એન્ડ બેવરાલા ચેમપીઅન સાંગલો

(કોરસ.)

ઇફ યોર હેર ઇઝ એકીંગ ઓર સફરીંગ ફ્રોમ ફીવર
ઇફ યોર લેગ ઇઝ શેકીંગ બાઇ ડ્રાઉનીંગ ઇન રીવર
ઇફ યોર બ્રેન મીસટેકીંગ, ઓર કમ્પલેનીંગ લીવર,
ડોન્ચ યુ સ્ટોપ ફ્રોમ ટેકીંગ, બેવરો ઓર લીકર--બેવરો.

---

ગાયન ૨૮૭ મું. રાગ--આસાવરી.

ઓ કુલ જહાનના વાલી, મારો બેડો પાર ઉતાર,
દુખ દરીઆમાં કીશતી ડુબે, દાતા તું ઉગાર--ઓ૦

(શેર)

માયા છે મીથ્યા સગી, ન સગો છે આ સંસાર.
એક સગો છે તું જરૂર, સગાએ સરજનહાર--ઓ૦

---

ગાયન ૨૮૮ મું. રાગ માંડ.

યાદ કરજો સાવરીઆ હમેશ મારી
મારી ચકોર ચતુરી, મારી ચંચલ મધુરી
તુને હરગીઝ નહી દઉ વીસારી-યાદ૦

(શેર.)

સુખ સાગરમાં તરવા કજે રાખજે રબપર પ્રીત,
રામ વીના કોઇબી નહી ધરશે હૈયે તારૂ હીત--યાદ૦

---

ગાયન ૨૮૯ મું. આઇ ગો બાઇગો એ-રાહ.

પીઓ પીઓ કુદરતી તાડી કડવી ઝાજી ઓ કુદરતી પોયરાઓ
તાડી આપરી બાઇ રે તાડી આપરી માઇ રે,
એવરો તો હલકાઇ રે, તેમાં છે મુરખાઇ રે,
હમજુ સ્યાના હયરત દાના પીએ તાડી હરખાઇને
તાડી જેવું નીરદોહ પીણું ધીચો મલકાઇને--પીઓ

---

ગાયન ૨૯૦ મું. રાગ-પીલુ-કવાલી ગજલ.

ગીયો વ્હાલો ફરશે કે નહી જીગરની આશ ફલશે કે નહી
તે બેહસ્ત મારૂં મલશે કે નહી સીતમપર સુખ ઢલશે કે નહી
જોબનની ડાલ કરમાય મારી રખેવાલી કર માલી તું,
અરે મારી ઝુમતી કલી ફરી પાછી ખીલશે કે નહીં--ગીયો
રાત મારી રડે કાલી વીના. ચાંદણી ઓ મારી તું
અરે ચાંદણી, તારી રોશની ફરી પાછી પ્રકાશશે (કે) નહી--ગીયો

---

ગાયન ૨૯૧ મું. રાગ-અંગ્રેજી.

કરતુકી-કોરગો હું છું ઝેરી કાલો શઇતાન
છલ ફરેબ ફાંસા ઝાંસાથી લુટું સારી જહાન
હવસી-હયવાન હું એક જાહેર સુફેદ ઇનસાન
ખાનદાની—ખુની કહેવાઉં જાણો મારી પીછાણ

(કોરસ.)

કલમા કલામ હું મોંહપર રાખી બેઉ હાથે કરૂ સલામ
બગલો ભગત બનીને હું, કોતરી ખાઉ કાલજું તમામ

---

ગાયન ૨૯૨ મું રાગ-ભેરવી.

ભાવ ભજ ભુવનમાં ભવ તરીએ નેકીને દરીએ, બદી હરીએ,
સાથ મલી સર ખાલીકના રીન્જદામાં ધરીએ. પ્રભુ ભજીએ, શુકર કરીએ
સંગ રંગ અનંત ઉમંગ લઇ ઉડાવો આજ,
કે સદગુણી બ્રીટીશોનું છે આપણે માથે તાજ.
અમર તપો ઓ જયોર્જ ધી ફીફ્થ હમેશ તારૂ રાજ
કાયમ દાયમ તારો રહે. કુટુંબ કબીલો સાજ--ભાવ૦

---

ગાયન ૨૯૩ મું. રાગ—બેહાગ.

જીગર બેકલ મારૂં ન મનને ભાન કાંઈ.
દીલજાન પ્રેમી પ્રીયા વીના રહે ન શાન કાંઇ—જીગર૦
તજી શહેર ઘેર વ્હાલી દીલબર ને ભાઇ
રવડુ રઝડુ પામી ખુહારી ને સીતમ કાંઇ—જીગર;
દર્દમંદ દુખી દલદર મુજ જીવને રાહત ન કાંઇ
પ્યારીના દરશન વીના, જખમી મુજ જાન કાંઈ—જીગર૦

ગાયન ૨૯૪ મું. રાગ—સીંધ ભેરવી.

સીતમ જુલમ ને બદકરમ છે એ મુંજનો ધરમ
અધમ કદમ ને છલ રસમ છે મુજનો મરમ—સીતમ
બાજી ખેલું હું ભેદી ભરમ—
સુખન વચન ફેરવી કસમ બનીને બદ ચશમ
ભોલી ભાલી નારી ઠગી થાઉ ફહમ વહમ,
પરવા નહી થાય સર કલમ કે રૂઠે જમનો યમ—બાજી૦

ગાયન ૨૯૫ મું. રાગ—ભેરવી

મવલા જપો, શ્રી રામ ભજો
રામ ભજો મવલા નામ જપો—મવલા૦
કલ ભજસો આજ તું ભજલે.
કલકા વાયદા જુઠા સારારે—શ્રી રામ ભજો

ગાયન ૨૯૬ મું. રાગ—ભેરવી ગઝલ.

જનમના લેખ લખેલા હોય મીટાવી તે શકે નહીં કોય.
કરમના ભેદ છુપેલા હોય બતાવી તે શકે નહીં કોય.
ખુદાની નેક ખુબીને શું પીછાણે માનવી ઓ તું.
કરે છે જે બધુ પ્રભુ જણાવી તે શકે નહીં કોય—જનમ
ધીરજથી જો સમજશો સાર, ખુદાના ખેલનો નહીં પાર
ફરે છે કાંય દીવસને રાત, દેખાડી તે શકે નહીં કોય—જનમ
હરીનો સાથ જેને કરીઓ કહે "દારાં" તે ભવતરયો.
થવાનું જે હશે તે થાય થોભાવી તે શકે નહીં કોય—જનમ

ગાયન ૨૯૭ મું કવ્વાલી.

મારા સુંદર છબીલા જીવણા સાથે મીઠી મીઠી રંગ તો ઉડાવું
મુઆ પીપ્યા મકનાને મછાણે ચઢાવી જીવણા સાથ ચાંલ્લો કરાવુ
છાધુ છેવા હીતે રાખી મુઆની ચંપી બનાવું—હાંરે પીટયા
ઝાડુ મારી વરને હાંકી, જીવણા સાથ નાતરૂં કરાવું—મારા વ્હાલા

ગાયન ૨૯૮ મું. રાગ—કાલીગડો.

કાયમ રહી જરથોસ્તીએ નામ સફલ કરો,
રહો માજદીઅસની તમો, મહઝબ ઉપર ઉસ્તવાર—કાયમ૦
કરો જાન ફીદા, કરો માલ ફીદા, રહી મુસ્તકીમ દીનપર કયાની નરો.
ભલે જરખી ધટે યા સરખી કટે, ધરમ ખાતર મરો—કયમ૦

---

## ફાંકડો ફીતુરી.

---

ગાયન ૨૯૯ મું. રાગ-કલ્યાણ તાલ-ત્રીતાલ.

આ જગતમાં ખુબી સારી સારી
દાતા ઉમંગ જાગે ત્હારા રાગે પ્રીતી લાગે આ રદયમાં
જાને ભેદ નહીં જોશે કદી કોઇ
પ્રબલ હું કુમત ત્હારી
મ્હારી લાજ રાગો આજ દીન જગતના માલિક

---

ગાયન ૩૦૦ મું. રાગ—પીલુ લાવણી.

ચાહ રાખી ચીતમા દીલ જાની
ના જાઓ તજીને મુજને
વીલાયત વસાવી ઝટ વહેલા આવજો જીરે—ચાહ
દીલના દીલદાર પ્યારા હૈયાના હાર માહારા
દાદગર આપે તુને યારી—ના જાવો
જુદાઇની આગે બ્હાલા દુખ દીલ લાગેરે
અકલાવી દીધી મને ભારી

---

ગાયન ૩૦૧ મું. રાગ—પીલુ તાલ-દાદરો.

જોઇ જગત જોઇ દુનીગા જોયો કારોબારરે
આંખો બન્દ રાખી તેને ખોયો સરવે સારરે
યત્ન યુકતીને અંગ બજે બસ ભરો ખજાનો યારરે
પાસા એવા ફેંકીયે કે પડે સદા પઓબારરે
સુખ દુખની હસ્તી કેવી એ ખ્યાલી મનના ફેર
કોશીશોથી મોજ કરો ને કરે દુખને જેર

---

ગાગન ૩૦૨ જું. રાગ—આસાવરી સારંગ, તાલ ખેમટો.

નેકી ન છોડ નેક નામરે
લભાનો નેક અન્જામ થાયે નામ થાયે નામ દામ કામરે
થઇને શાદ રબને યાદ કરીલે કામ એજ છે
લેવો અપાવો તેને નામ નેક કામ એજ છે
થોડા દીવસની જીન્દગાની રબને યાદ કરી લે ગ્યાની
તો સરસ છે ત્હારીવાની પીલે નેક જામરે—નેકી

નિભાવો કઓલ ફરજ આપની મુદામ છે એજ
મનસ્ની પેશે અહુર મઝદ નેક નામ છે એજ
જહાની હસ્તી એ ફાનીનો અતેબાર નથી
ખોદની યાદ જે કરે ખરો ગુલફામ છે એજ

---

ગાયનનૃ ૩૦૩ જું. રાગ—અંગ્રેજી.

સાંભલ મ્હારી વાતો જાની મ્હોબતના મન્દિરની
રાની ફિદા થયો દીલદાર (કરૂ હવે કેમ)
આંશક થયો હું જાની દુનીયા અકારી માની (બસીસે મારી યા ઠાર)
મ્હારા મોહબતના ફુલ ગોલ પાંખડી જેવી ગુલ
તું બને મ્હારી મહોરદાર
મહારી મહોબતનો ભરમ ખાઉચ બાપના કસમ
ગુલે ગુલાબી ગુલનો હાર

( કોરસ. )

ઓહુ સમજી વા ઇચમજી છેઓ નમુનોદાર
આવ પેટન્ટ પીયારનો કરૂ બેડા પારકે વાગે તમારા બાર

---

ગાયન ૩૦૪ થું. રાગ—માંડ તાલ લાવણી.

ત્હારિ હલકે ગાડી હાંકોરે મેહેરા મણ ગાડીવાલા
ત્હારી મધરે ગાડી હાંકોરે સોદાગર ગાડીવાલા
અસ્મધ્ધર ગાડી હાંકોરે રૂસતમજી ડાડીવાલા
નીપામા ગાડી હાંકોરે દારૂને તાડીવાલા
ઘોડા છુટા થાનસે પીછે પડી પુકાર
દસ દરવાજા બન્દ હુવા અઓર નીકલ ગયા અસવાર
રૂસ્તમ નાથા જેલથી હાં પીછે પડી છે ધુમ
ગુલ માટે સાધુ બની આંય ભેંસની પકડી દુમ
ગંગા કીનારે ઘર કરો નાહેવો નીરમલ નીર
આપ્યા વીના શું પામીયેરે કહે ગયે દાસ કબીર
દરિયા કિનારે હોટલ કહાડો હાં પીવો બ્રાન્ડી બીર
લીધું તેનું નહી આપીયેરે કહી ગયા બમનું ફકીર

---

ગાયન ૩૦૫ મું. રાગ—ભેરવી-તાલ લાવણી.

જય રામા જય રામા સાધુ જય રામા જય રામા
ભજોરે ગોવીંદા સાધુ જય રામા જય રામા
દયા ધરમકો મુલ હય પાપ મુલ અભીમાન
બમન દયા ન છાંડીયે જબલગ ઘટમે પ્રાન-ભજો૦
તું ઝુઠું બોલી દયા બતાવે ચાલ ચાલ તું ટેડી
આય ભગતીના બદલામાં તારા હાથમાં પડશે બેડી-ભજો

પરધન પત્થર જાણીએ પરસ્ત્રી માત સમાન
ઇતનેસે પ્રભુ ના મીલે તો રૂસ્તમદાસ જમાન-ભજો૦
મે તારી સોબત કીધી પણ ના કરતો કાંઇ ભુલ
કોઈ દહાડો સપડાઇ જશું તો મારી રવડી મરસે ગુલ-ભજોરે૦

---

ગાયન ૩૦૬ હું. રાગ—આસાવરી તાલ ત્રીતાલ.
જાનો જીગર જલાવી ઝુરાવી ગયો છોડી પ્યારેરે
દિલથી વિચારો નથી કોઇ ચારોરે—જાનો
જાની જવાની જાયે જુદાઇની જોતે જલ્તી
દુખી ગુલને તારોરે—જાનો

---

ગાયન ૩૦૭ મું. રાગ—ભૈરવી તાલ અદ્ધા.
આશા—આશાઓની દુનિયા ઝુટી છે
ઝુટો એ વ્હેવાર—આશા
ખોટી છે એ જીન્દગાની જમાનાની હસ્તી ફાની
આશાપર રાખું જાની હું આધાર—આશા
એતેબાર એનો શાનો ખોટી એને દિલથી માનો
હવાનો એ ઝોકો જાનો સદા એને ઝુઠી માનો
લુભાવે સદાએ આ ઝુઠો સંસાર આશા.

---

ગાયન ૩૦૮ મું. રાગ—ભીમપલાસ તાલ ખેમટો.
પ્યારની કસોટી છે દુખનો દીલદાર
ભુલે નહી કદીભી જો સાચો હોય પ્યાર
વેચાતો એ નથી ખરીદે જેને કોઇ ગવાવાર
મજનું ફરહાદ બનીયા શાદ દુખની યાદ માહી
પ્રેમ કીધા જોડા પાર ચાહું છું પ્રાતેથી મીનોઇને
તેથી જીત થઇ છે ગળાનો હાર-કસોટી

---

## દોરંગી દુન્યા.

---

ગાયન ૩૦૯ મું. રાગ યમન કલ્યાણ તાલ દાદરો.
કર કર, પરવર! અમ પામર[1] પર નજર જરી[2]!
દાદગર દાવર મારા રે, કરમ[3] કંઈ કરી!-કર કર.
અમ નાચારી મહીં તારી કરી ભારી ઉમીદવારી,
ઓ દાતારી! તુંજ દીલદારી થકી તારી માંગુ યારી!
દાના! પગે પરી.—પરીતાપ, ઓ બાપ! તું કાપ હરી;[4]
અરજી એ સુનો ખરી, મરજી મુઝ હૈયે ધરી!-દાદગર.

---

ગાયન ૩૧૦ મું       રાગ-પાહાડી-જીલોટી.

ખુદ હાથોથી જે થયું કામ થકાવે
મન મલકાવે-હરખાવે !-ખુદ.
આપ મુવા વન હરગમાં કોઇ કદી નવ જાએ,
'આહ નીરાહ પરાઇ' એ કેહતી કેમ ભુલાએ?
તે મનતું માએગું તો મલે, મેહેનત ફ્લે,
ચિંતા ટલે—કામે ભલે વલગે બલે,
ને કામ કરે ભાવે!—ખુદ.

---

ગાયન ૩૧૧ મું.       રાગ-માંડ તાલ લાવણી.

લલકારો રસીલાં ગાઓ હેતે સજીલાં રંગીલાં,
રંગ રાગ આનંદ કરી;—
ગાયનની ખુબી નહીં પીછાંણે જે;
ખુદાની નહીં ખુદાઇ બી જાંણે તે;
લેહેર અજબ ખરી!—લલકારો.
રાત વિના નહીં ચાંદણી, ફૂલ રત વિન ન થાય,
રાગ વિના તેમ માનવું—માનવ નવ રીઝાએ!—લલકારો.

---

ગાયન ૩૧૨ મું.       રાગ ભેરવીતાલ ખેમટો.

છે અજબ એ ખુબી ત્હારી ભારી!
વ્હા શરાબ! ગુલાબી, નશારી, મદારી—છે૦
યારો મલાલમાં એ પીણું હલાલ છે—
ખુશીની એ તો ખુમારો! શકલે બશર ને કરે બંદર ને
નચાવે મજાહથી ગટર બી મપારી!—છે૦
યારો શરાબ તો પીવો સવાબ છે-બઓ છે બેહેસ્તનીજ બારી!
બેવરો મસાલાનો તાકો તંકાવોને તાસો ખજુરાની ચઢાઉ ત્યારી-છે

---

ગાયન ૩૧૩ મું.       રાગ ભેરવી.

અએ જગધર! પરવર! સરવર! અમપર રાખતું એક નિગાહ
અએ કીરતાર, અએ સરકાર, તું હરબાર દાદ લે દયાથી—
નેક જામો ભરી, નેકી લ્યો નોશ કરી, નેકનામો જરી
નેકીનો હાથ ધરી; નેક કામો કરી દેસે પનાહ!—
જેવું જે વાવસે તેવું તે પામસે, જગતનો ખરો નીયમ સદા,
તેજ કરવો અદા—
અગર વગર દીરગ દીગર જીગર તો જસ પાંમે નહીં કદી,
જાંમે નહીં કદી જસકસ રસ બસ દરગેહે ખુદા!—અએ.

---

## જેન્ટલમેન–લોફર.

ગાયન ૩૧૪ મું. રાગ—અંગ્રેજી.

કાકા વકટલેન, તેવા કેહવાએ આજે ખાસા
જેન્ટલમેન, ને હયાં તો બોએ, ને જ્યાં ચડાવી,
બે આંગલા ને ખેંચી કહાડીએ નેન.
આજે અકરીકટ પર માર, ને ચશમા ચાર ચહડાવી
ઇત્તર ટચાકો બનસે નાજુક નાર
ને એમનું કરવું હોએ જો તોલ
લેઓ એક સોલ ટીમ, કે ત્યાંથી છુ થયા–બસ પોલ,
હયાં તો હાંડા માસ્તર નામ, તુછકારી ને ધીકારી
મવીલી હમને કેહસે ખાસો આમ
જ્યાં હમારાં જોગું કામ
તો એ મવાલીને કરસે સો સો સલામ—

ગાયન ૩૧૫ મું. રાગ—ભેરવી.

દુન્યાં સારી છે ફરેબીરે તાહરી ભરી સુધ્ધી કયાં ગઇ
જેમ પવનની લેહેર ફરે તેમ ગુપચુપ બેસવું જઇ (સફાઇથી)
નહીં તો ટપલા ખાતાં તાહરો દુન્યા જનમ જશે અટવઇ
જેવા સાથે તેવા થઇએ, ચાલો ચલાવી કંઇ (બુરી ભલી)
હાથે ચડેલું ન પાછું મેલો, દુન્યા સતવાદી હયાં થઇ
ચકમક કરતી મીઠી બોલીની કાતર રાખે લઇ ખીસામાં
કાપ મુકીને કામ કાડે તે કાતર છે સુખીયા જહીં તઇ

## જુદીન ઝગડો.

ગાયન ૩૧૬ મું. રાગ ભેરવી.

મન મન મનમાં ફેર ઘણા, નહી આંખે એક સમાવે
પર પરવાનો સમ ઉપર જઇ જાણી જાનને ગુમાવે,–મન
તન મન જંનમાં ફેર ફેરા ઉન નજર નજરમાં સમાવે
ફુલ ખીલ્યું નહી ખીલ્યું કોને ગમ ત્યાં મન રમાવે
મન એક તન એક બને ત્યાં જઈ પ્રીત કરીને જમાવે
પ્રીત વીનાનું જીવતર જાય ચાહ રીત રમાવે–મન

ગાયન ૩૧૭ મું. રાગ માંડ

હેતવતા પિતા તણી મળશે પ્રીતી ઘણી યાદ ભુલે મન માયજી
માય માવા વીના મન દુખી બને તણી

નેક પીતાથી સમાયજી
માય વિના જીવતર બળે નહી યાદ દીલથી દુર બની
પ્રીત વીના જીગર જળે વહી વહી જીગરથી પુર બની
છે નેક બાવા મુજ ઘણા ભુલાવે યાદી દીલથી
હર દીન સેવા તેમની હરખી કરૂં જીગરથી
પ્રેમ પ્રીતી મલે સદા પિતા તણી હરખી જીગરથી સમાયજી.

---

ગાયન ૩૧૮ મું. રાગ-કાલીગડો.

વેઠના આવતીમાં લમેલા નહી એ રામ—વેઠના
ભવના ફુટેલા હીન બનેલા પલ પલના દુખામા ડુબેલા નહી એ રામ
ઉંચી જે જાત કહેવાય તે હેઠાઈમાં ફરે
મનીખ છતાં અહીં ભેદથી હીણી જુદા કરે
બધે ધકેલા મલેથમેલા ગરીબની ધરતીના ચાલા નહી એ રામ-વેઠ

---

ગાયન ૩૧૯ મું. રાગ હોળી.

તાડી મદ માતીનું જામ, ખુબ લહેર લાવે
તન જંગી મન રંગી—
તનને પીલંતન કરે જીંદગીમાં રસ ભરે
હરશે દુખ દર્દ ખરે તાડીનું જામ
પીવામાં રસ છે જીંદગીને કસ છે જેને એ વસ છે તાડી લાશાન છે
ખુશરંગી ખુબ ઢંગી મન રંગી તન જંગી--તાડી

---

## "મિનોઇ મજાહ."

---

ગાયન ૩૨૦ મું. રાગ—"કલ્યાણ ગત"

ઓ દાવર ! ગેબી કીરતાર, જરથોસ્તના યાર,
તુંજને ચરણે નમન કાજ નમીને કીરતન કરીયે આજ
જરથોસ્તી ફીરકાની રાખે તું લાજ=ઓ દાવર
તુજના પુત્ર આતમના કુંડને-ચંદન પ્રિતે દઇ ઇજત-યજદ દઇ
ખોરશેદ, માહા ની તારીફ ગાઇ સાતે અમશા ગેતીની સપંદો મીનોને
જરથોસ્તી ખુબીની સ્તુતિઓ ગાયે=ઓ દાવર.

---

ગાયન ૩૨૧ મું. રાગ—"આસાવરી."

દીન માજદીયસનો પાયો-ભલે રહયો માજદીયસનો પાયો
ભલી મનસની, ભલી ગવસની,
ભલી કુનસની લાયો-ભલી કુનસની લાયો
"અષો જરથોસ્ત," આપણને પાયો-ભલે રહયો
"અહુરમજદ"ની પુરી નુરી નીહાલી "ગેતી મિનોની" ખુબી પિછાણી
"અષેમ યથા"ને નિયમે ચાલી ખલકત સારી દિપાવી...રહયો

"મિથ્ર" વાણીની ફરી નિશાની ગુપ્ત ભેદની બાતેન જાણી
દરૂજ દહત્યનું કુવત કાપી મહજબી દીન બચાવી...રહયો

---

ગાયન ૩૨૨ મું. (ઝીંઝોટી)

ગુણો વાપર અતિ ગુણ કારી રે તું તો આખર બની છે નારી-ગુણો
પ્રભુના પાલણુમા સેષ્ટ બની છે જગ રચનામાં નેક બની છે
"માતા" નામ તુંજ ભારી રે-તું તો આખેર
સરીઆમ તારી કોમળ કાંન્તિ માયા મધુરી રહી તું જાણતી
રાખી સબુરી ધીરજ શાન્તિ બાળ ગોપાળ આભારી રે-તું તો આખેર
જંગ શોકમાં તુંજની છાયા ઠાઠ માઠમા સૌની તું દાયા
શિયળમાં તુજ શોભે કાયા તુજ વિન જીંદગી ખારીરે-તું તો
તુજના સતમા સ્તવન ચાલે વૈર અભાવ સૌ તુજથી ત્રાસે
અંધ હતું ત્યાં ઉજાશ થાશે સ્વર્ગતણી તુ બારી રે-તું તો આખેર

---

## "રેહબરે રોશની"

---

ગાયન ૩૨૩ મું. મેરે ગુલશનકા-માંડ ગઝલ.

અહુરાના ભાનને જીતનાર, નેક સપુત સુરા!
ખુબીને, ભેદની, ભાવનાને ચાખેલા તુરા!
ગેતીમાં જાઇને તું, ખાસ સલાહ બી દેજે
ગોસપંદને મારે ન, તેની તું સંભાલ લેજે
પશુ જીવ જંતને પાળે એવું તું સૌને કેહજે
દુખો કોઇ સહજબી દેશે-આખેર કેહવાશે બુરા
કોઇ જો કાપી, ભક્ષી, ખાસે મ્હારા જીવ જીવનને
થાશે તેનાબી તેવા રોજે કયામત વખ્તે ચુરા

---

ગાયન ૩૨૪ મું. "અએ કુદરતે સુભાની"-એ તર્જ.

આકાશ ગુંબજથી આવી-લાવ્યો મિનોઇથી ચાવી
ગુસતાસ્પ દરબારની માહે-જરથોસ્તે રથ ઝુકાવી-
દાનાવ હતા ત્યાં દાની-ઓછા અધિક બી જ્ઞાની
હતી ત્યાંબી ભારી સ્યાની-જરથોસ્તે જત પિછાણી
અજબ રહયા દરબારી-દીઠી આકાશ સ્વારી
તાજુબ રહયા સઉ જોઇ-"જરથોસ્તની નુર પેશાની"
શાહથી ઇજત તો મળ્યો-માન મરતબામાં ભળ્યો
દરબાર હરખમાં હળ્યો-થઇ રહી ત્યાં જાનફેશાની
દુવા જરથોસ્તે દીધી-શાહ પર આફ્રીન બી કીધી
નસીહત હજારો દીધી-શાહે ખુશીથી માની.

---

**ગાયન ૩૨૫ મું. ખુને જીગરકો—એ રાહ.**

જરથુસ્તથી સ્પિતામા સાથે–ત્યા તો ચાલી રહી તકરાર–
ત્યાં થયા સ્વાલો ભારી–તેના જવાબ કીધા સંભારી
ત્યાં તો સૌ રહયારે હારી–દ્વેષમાં આવ્યો નહી કરાર–
એમ રોજ દરબારે ચાલી–ઝુમબેશ જબાની હાલી
રહયા ખસીઆના સૌ હાલી–ન ક્રોધ લાવ્યો કાંઇ સાર–
એવા તૌર જોરમાં ચાલ્યો–પણ કોઇ કદિ ન ફાવ્યો
જરથુસ્ત્ર ઠેકાણે લાવ્યો–ને સૌને દીધી હાર

---

**ગાયન ૩૨૬ મું. ગુરૂરાજ જગશે.—યા જોગ્યા આશાવારી.**

સિતમ શકનો સંતપર કેવો વસાયો, શકમાં કેવો તે રે ફસાયો–સિતમ
ના લાયો ગમ કાંઇ—ના ધીર ખોહી અહુરાની યાદ દીલ સોઇ
જાણી જગની એ બાજીના ભાવો અહુરથીજ આધાર ચાહયો–સિતમ

---

**ગાયન ૩૨૭ મું. તજો તજો મનથી–છાયાં–**

સજો સજો સતનો સિંગાર
સાચ કદિ નવ આંચને પામે–ધુળ ઉડે, ન સુર્ય ઝાંખે–
લાખ જુઠનો ભાર રચાયો–ન જરથુસ્ત્ર પળ બી દબાયોરે,
આલ પડી તેને ઢાળ સમાની–કાળ સંગ ઔર લાગ્યો રંગ–
અરપ સીહાને સાજો કરી ને–ત્યાં ધર્મ સ્થંભ રચાયોરે
જુઠા આખેર જુઠુ રહયા–સત સામે શું ભાર, સંત સામે શું ભાર–

---

**ગાયન ૩૨૮ મું. બળમાં ન મુઝે–યાને ભેરવી.**

નેકીનું નેક નામ થાય–બદીનુ કામરે ડુબાય.
ગુણીજન પ્યારા–હુશીયાર રહો–ન પાપે ઝુલાવ–નેકીનુ.
જરથુસ્તી તે પામ્યો નુરાની–ચાખી ચોખી રીત.
ધર્મ ભણીને ખુબી જાણી–કીધી અષોઇએ જીત–નેકીનુ.
અહુરાથી થઇ ખાતરદારી–જોઇ નિશાણી સાફ.
ભર ઉમંગ ને આનંદ જોશ–કીધું ધર્મનું માપ–નેકીનુ.

---

**ગાયન ૩૨૯ મું. હીંડોલ.**

ગાજી રહે, ગાજી રહે ગાજી રહે ગાજી રહે!
માજદીયસ્ની દીનની મોટાઇ મન તાજી રહે–ગાજી.
"પુરાણુ યકીનના દીનનો રાહ જરથુસ્ત્ર લાવ્યો ગેતિ માહે"
ચાહો તમે દીન પ્રતિદીન–કે અષોઇ સાથ તાજી રહે!–ગાજી.
આસ્થા ઉદ્યમ સાથ ધરો–નિભાવ કષ્ટથી નાહી ડગે
**અહુરા દાદ લેશે પ્યારા**–તેના રક્ષણે ગાજી રહે–ગાજી.

---

# "સંજાણની સરજત."

---

**ગાયન ૩૩૦ મું. "દીન માટે દીનદારોની દાઝ." ભિમપલાસ. તાલ ત્રીતાલ.**

એ દીનદારો—ઉમંગ લાવો—ઉમંગ સાથે—દીન ચાહવો-એ
"સંજાણ"ની સરજત જાણો—! સરજત જાણી સેવા ગાવો-એ
હસ્તી ત્યાં, કા રે આવી! જાણી ગાવો—તેના ભાવો-એ
વડીલો, ત્યાં વસ્યાં કાંય? તે જાણીને હર્ષિત થાવો-એ

---

**ગાયન ૩૩૧ મું. માંડ—ઝપતાલ.**

શંકા "કાળે" સર્જેલી—સુજે ન શ્રષ્ટિ તુંને રસિલી-
દિપતી ખુબીપે-હરબાર ફરતાં-રાખે આંખ વિંચેલી-સુજે
રતી રજમાં સ્મરન જડશે-કંકરે કીર્તિ દમેલી-સુજે
ભુડી ભાને-ભુલતો ફરશે-બુદ્ધિ રાખે છુપેલી-સુજે
સાગરનો ના અમલ ટરશે-રોહ જોઇ છાતી ધરજેલી-સુજે

---

**ગાયન ૩૩૨ મું. (સોરઠ) ઝીંઝોટી—ત્રીતાલ.**

પ્રકાશિત દીન રે જાગી—પ્રકશિત—દીન ધરમની ઝેન મલી અરદાય વિરાફથી—
અરદેશર બાબેગાન—સાથે મળે શાપુર, જાણ
જેમ ઉદયે, છળકે પ્રાણ દીન ધરમની અગનથી—

---

**ગાયન ૩૩૩ મું. "જાદેરાણાનો હઇડાંનો હોંશ." (અરજનો જવાબ) શાકી.**

ધન્ય ત્હારી દીન—પર—ધન્ય ત્હારૂ સતપણ
સત્ય ત્હારી ચાલ હાલે—ખુશી મુજનું મન
રે વીર—માનુ ત્હારી વાતો—છે રૂડી તુજ રીત બાતો.
યકીન તુંજની માત છે—"અહુરા" ત્હારો દાતા
ધર્મ તુંજનો તાત છે—કીર્તિ રહો ગાતાં!
પ્રેમી પારસી કોમનો કાંટો— રહેજગ સદા મળકાતો

---

**ગાયન ૩૩૪ મું. દેશ—ઝીંઝોટી—તાલ દાદરો.**

જંગલ જંગલ, ખેડી,—કીધો રે રંગ ત્યાં
ખંત જતને રંજ લઇ—કીધો (રૂડો) સંગ ત્યાં-જંગલ.
ધીરે ધીરે કષ્ટ લઇ—વસ્યું નગર ફળવત
રંગ હોંશ, ભારી હર્ષ—વાગા નાદ ચંગે-જંગલ.
વા વીંઝ, વડે જ્યાં—ત્યાં થાય સુખ વાસ
પારસી કોમ વસી—ગાએ ગીત રંગના-જંગલ.

---

**ગાયન ૩૩૫ મું.** પહાડી ઝીંઝોટી—દાદરો.

દીન કહિ સુન કરો ના!
દીન નહી સુન કરો—ધર્મ ઝેન ધુન ધરો,
તેના તમ ગુણ ધરો—રોજ ચિત્તમાં-દીન
લાવનાર કોણ, "જાન,"રે
લાવનાર કોણ, જાણ,--હતો "રે દિલજાન
જરથુસ્ત્ર સ્પિતમાન—રાખો હિતમા—દીન

---

**ગાયન ૩૩૬ મું. બહાદુર અરદેશરે કરેલી દાદારની સ્તુતી.**
**કલ્યાણ—ચોતાલ.**

દાદારે ટાળી સઉ ખટપટ,
સુખ કિરણો દઇ આશાના, પાસાના રંગ ફેરવી દઈ-કિરણો
શાદીનો રંગ "હર" દેશે ત્યાં
"ફાની" હોય થાયે "જાની" હરદમ લાચારોને આપે સુખ પળેપળ-

---

**ગાગન ૩૩૭ મું. રાજ્ય પતિનો મધુર મનભાવ** પિલું ત્રીતાલ.

વીર ત્હારૂ મન તન જોઇ મગન હું,
હર્ષ છાંયે બદન સુખમાં.
નેક ઘડીના નેક સગન લું-વીર ત્હારૂ
સઘળી જીગર કરી હર હર રંજે.
ગંજે લીધું ના વળે ખંગ.
જગે રહેશે એ યાદી જો.
તુંથીજ ખુશ છે આ ગગન-વીર ત્હારૂ

---

**ગાયન ૩૩૮ મું.** આસાવરી પદ-ત્રીતાલ.

જાયે "અહુરાગામજાનો"જાયે "અહુરાગામ"—યકીન, અષોઇ સાથ ધર-જાયે
સ્વાર્થ છોડી, પ્રાણ દે, જે કોઇ "દાવરકાજ"
અંત સમય, સ્વર્ગ માહે—પામે સુખી ઠામ-માનો-જાયે અહુરા
"ગેતિ" માહે સંકટ વેઠે-હેત પ્રેમને કાજ
લાજ રાખે દુખ વખ્તે—પામે "મિનોઇ ધામ"—જાણો-જાયે અહુરા

---

**ગાયન ૩૩૯ મું. ધરમ ઝેન** બાગેશ્રી—ત્રીતાલ.

લાગી જલન વરમની ધરમ વિન નહી ચેન-
મન હરખને અહુર સમાવુ. ગાયે એ મન તેની ઝેન-લાગી

---

# "ભાવીક ભક્તિ."

---

**ગાયન ૩૪૦ મું.**

અહુરાની યાદી સમાઇ રહે,-સમાઇ રહે છવાઇ રહે—અહુરા.
કેવો રસીલો રંગીલો સીંગાર-"તારા સીતારાને અગ્ની અંગાર"
જાથુકના આનંદ કલપાઇ રહે.—અહુરા.
દીધો પ્રથમે પુત્ર પણોતો,-ભવ્યમાં પુરો જો તમે ગણોતો
જેની જ્ઞાની તરીકટ ગવાઇ રહે.—અહુરા.
હતો તે "સ્પીતામાં જરથુસ્ત્ર પેગમ્બર,"-હતો "અહુરાનો"
પહેલો દીગમ્બર; ભાવના જગત છલકાઇ રહે.—અહુરા.
દીધા કલામો સલામી ભરીને,-"અહુરાના" ભાનોના ભેદો કરીને;
ખરા માજદીયસ્નાન મલકાઇ રહે—અહુરા.

---

**ગાયન ૩૪૧ મું. રાગ—ઝીંઝોટી-ત્રીતાલ.**

ગાવો અહુરનો રંગ ઓ વ્હાલા સુજજન? જે યાદીએ થાય-
ભારી ઉમંગ—
હૈડાનો હાર એ વહાલોજ અહુરા!-તન મન કરતો "નાદ તે
અહુરા" હર કણકણમાં તેનોજ સંગ—ગાવો.
બરકત બહોલી, આપે અહુરા—હરકત હોઈ કાપે અહુરા
"અષોઇના" તમ લાવો તુરંગ—ગાવો.
"અહુર તરફથી જરથોસ્ત્ર પ્યારો"-આપી ચાલ્યો ધર્મ ન્યારો
ધર્મી રહીને વાળો ખંગ—ગાવો.

---

**ગાયન ૩૪૨ મું. રાગ—કાલીંગડો—દાદરો.**

ધ્યાન દયો, માન દયો ફરમાને ધ્યાન દયો!
અહુરની દીનના ફરમાને ધ્યાન દયો?—ધ્યાન
ગુહ્ય તેનાં બંધ જુઓ મન કસી ગંજ જુવો દુખ સુખનો
તે આધાર.—ફરમાને
પાક રહી, પાળો તમે-અષોઇ રીતે ચાલો તમ. ખતમ થતાં,
જાન ટક, માનોરે—
ટુંક સમયના ફાણી સ્થાણે. છોડો તમે બુરી આસ સાચ વડે
સાંધો ધર્મ સસ—
રઝલ્યો પ્યારો, જરથુસ્ત મ્હારો-ધર્મ ખુબી લાગ્યો વાહ! દીન
સોંપી ગયો તમ આધાર—ફરમાને.
દીનને તમે યાદ કરો-જરથુસ્ત રૂહને શાદ કરો! અહુર ખુશી
થાય અપાર—

---

**ગાયન ૩૪૩ મું. રાગ—ઝીંઝોટી ત્રીતાલ.**

માતાએ તો બચપણથી, શીખવી એવી વાત
અહુરાની તું થાદી દીકરી, કરજે દીન રાત—માતાએ
વળી શિખવી સાથે મહને-હુમત શબ્દની યાદ,
બુરા વિચારો દાબી રહેજે —નેક વિચારે શાદ—માતાએ
ત્યાર પછી સોંપી મ્હને-નેક હુખતે સાથ.
સાચુ બોલી કરજે દીકરી--જીંદગીને આબાદ—માતાએ.
હુવરસ્તની સાથે દીકરી--કરજે રૂડો લાડ,
નેક રૂડા એ કામે મલશે--હંમેશ અહુરની દાદ—માતાએ.
નેક અષો સ્પીતામાએ--ધર્મ કીધો શાદ.
તેની દીનને પાળી ફર--રહે નહીં ફરીયાદ—માતાએ
ભલી દીનના હુકમે ચાલ-જીવ ન રહે બરબાદ.
વર્ષે ત્હારા પર અહુરાની દુવાનો વરસાદ.—માતાએ

---

**ગાયન ૩૪૪ મું. રાગ—માંડ દાદરો.**

હાયે વહાલા સમજે શ્યાણા--મને ભવન શું હોય!—હાયે.
સોનાનું પાંજરૂં રૂપેરી દાંડા-હીરા બી જડયા હોય.
દેખે તે ન પ્યારૂં પંખેરૂં--પડી બીચારૂં રોય—હાયે.
મેડી, મહેલો રાચ રચીલા--ભારી સિંગાર હોય
પતિ વિના સતિ સાથે-આનંદ કોણ જોય—હાયે.
પડે છે રણમાં, લડીને વિરલા શસ્ત્ર તિક્ષણ હોય.
આકાશે વિઝલી, પાઠાળ ઉછળે-વિરલો ભય નવ જોય-હાયે.
પ્રેમ પનોતુ, પ્રેમે ઝોલતું--પ્રેમ વિન નહિ જોય.
માતાની પાસે બાળકને આસ--કયાં કદિ ન જોય-હાયે.

---

**ગાયન ૩૪૫ મું, રાગ—કેદાર—ઝંલતાલો.**

તજ મન, તજ મન, પ્યારે એ ઢંગસે.
છોડ એ ઢંગ ધર, હર કે બચનમે-તજ મન.
અપને બચન યાદ કરે--છોડ જાના આખેર એ તન--તજ.
જીંદગી એ તંબુરે મિસાલ--સુરમે મીલાસે સાચકે સાધણ--તજ.
મોહોકી જાલ કયું તું ભરે--હસમ કહે તુંજે કાં હોત રંજન--તજ.

---

**ગાયન ૩૪૬ મું. રાગ—ઝીંઝોટી ત્રીતાલ.**

ગાવુ વખાણો ઓ ખુરશેદ ત્હારી રે--મલે જગે આનંદ ભારીરે--ગાવુ
શ્રષ્ટિ જોય તુંજ અજવાળુ-હર્ષ નાદે તે હું ભાળું.
તું વિના સરિયામ કાળુ--પ્રકાશ વિન આ સ્થિતી અંધારી રે--ગાવુ
મનહર માયા તુંમા ભરી છે--તુંજ કિરણ પર ચિત ધરી છે.
શ્રેષ્ટ નુરાની તું મા ઠરી છે--તુજ આવનમાં હોંશ ભારી ભરી રે-ગાવું.

---

ગાયન ૩૪૭ મું. રાગ—પીલુ-ત્રીતાલ.

ભાન તમો ધ્યાન કરી અહુરે સમાવો.
નેક વિચાર મન લાવો, વસાવો, દીપાવો,
શાને કરો એ સિવાય ખ્યાલ કદી બીજો વારૂ-ભાન.
જે ધરમના સ્તોત તરીકતે, ન્યારી ગતિ ભરી ભારી.
જેમા વર્તી પાસ બનાવો, સુખની છળોછળ વાડી--કેવા આનંદ જડી
જાય પલને ઘડી--મન કેવું સ્વસ્થ જેવું થાયે શાંત વારૂં વારૂ-ભાન.
કવિ કમાલે આ જમેલો—વારે હૃદયમાં ઉછળાટ.

---

ગાયન ૩૪૮ મું. રાગ—પીલુ-ત્રીતાલ.

અબ સુમરન તું કર લે પ્યારે-અબ સુમરન તું કર લે-
રામ ભજનકી એહી ઘડી હય-અબ.
કાચી કાયા કાચી માયા-કાચો તેરો ધ્યાન હય.
ધરતું રામ ભજનમે ધ્યાન-પક્કા જબ, તું જ્ઞાન હરે--તબ પુરા અરમાન-અબ.
આસકો છોડો, માંસકો છોડો—છોડો સબ હીર્ષમાન.
જબ તલક એ સાથ રખો, તો નહી ખુલે તુંજ ભાન-ધર.
ભાઇ પરાયા; માઇ પરાઇ-તુંહી પરાયા માન.
જબ શરીરપે ખાક ચઢી તો પડે અકેલે જાન-ધર.
હસમ કહેતા જો કરો તુંમ--વોહી કરો મન માનકે.
ખોદા સિવા એહી જગમે--કોઇ દોસ્ત નહી માન—ધર.

---

ગાયન ૩૪૯ મું. રાગ ભેરવી દાદરો.

અહુરને નમન ધર-મનરે ધીરે—અહુરને.
આતશ, પાણી-તેની શાની ભાન રાખીને ગણુરે—અહુરને
ગાવો નિત્ય તેને સઉમા-તેજ મન, તેજ તન ભણુરે-અહુરને

---

## દુખી ગુલ.

---

ગાગન ૩૫૦ મું રાગ ભેરવી.

દુનીયામાં બરકરારી કોઇની રહી નહિ
સદા હયા બખ્તયારી કોઇની રહી નહિ.-દુનીયામાં
જમશેદ ને જોહાકબી આધીન થઇ ગયા
સદા બાગ બ્હારી કાઇની રહી નહિ—દુનીયામાં
બુન બેખથી નેપોલ્યનુ ગયુ નામ નિશાન
હયા તાજ઼ ઓ તખ્તદારી કાંઇની રહી નહિ.—દુનીયામાં

બંધુનાહો ન્હોમતી જાલોમે તરફ઼ુડે
ફ઼રેબ ને બદકારી કોઇની રહી નહિ—દુનીયામાં
કિસમતી ઘંટી સૌને પીસે છે હરદમ
ખુદા સીવાય યારી કોઇની રહી નહિ—દુનીયામાં

---

**ગાયન ૩૫૧ મું. પરજ કાલીગડો.**

મ્હારી તુટી આસાની દોરી દુખ આવ્યું સુખોને છોરી—
મે તો મનમાંજ બાંધી હવેલી તેમાં વલી બીજી અલબેલી—
દિઠી સ્વપને મુજને રાણી જાગી જોયું સઉ ધુલધાની—
ચઢયાં માથે આસના વાદલ, વર્ષિ પર ખેતરે દીઠા ફ઼ળ—
ઉમેદી ફ઼ળો કાળે લાગ્યાં જ્યારે પાકયાં બીજીએ ચાખ્યા-મ્હારી

---

**ગાયન ૩૫૨ મું. રાગ દેશ.**

જગમાં [illegible] કાંઇ વફ઼ાઇ મળે બસ જોઉ બાહાર સફ઼ાઇ ભલે
તન ભીતર કપટી છલ મન લપટી, પ્હાંણ પ્રાણ કબુ ન પીગળે
કીધુ તન મન અર્પણ જેને, કીધી પ્રીતી તેને જુઠ્ઠી દીધી ફ઼ાસી ગળે
રડી તજુ છું ફ઼રજંદ પ્યારા તજુ હું ધની ધામ સદા હા હાય ખુદા
હવે રાખજે લજજા મારી સર્ણાગત હું તો તમારી
બસ ભટકસ બસ રખડસ રઝડસ પડતી ખડતી
ચાહે દુખના વાદળ મુજ પર વર્ષે હર પગલે પગલે-
વરસે વરસે ઢગલે ઢગલે, તરસે તરસે ડગલે ડગલે.-જગમા

---

**ગાયન ૩૫૩ મું. રાગ ભેરવી.**

બદનામ થઇ દીલદાગ લઇ, દુનાયાથી ગઇ કપટી છલથી—
નહિ ધ્યાન કસે, આ હાલ થશે, પસતાઇ જશે, અનને જલથી-
બહુ ધ્યાન ધરી તું તોલ કરી, જે વાત કરી, મનના બલથી-
કપટી જરશે, સુખને તારો, અંતે મરશે. કરણી ફુલશે.-
પીરોજ કહે, દુખ તે ન સહે. જે ચેતી રહે કપટી કલથી-બદનામ

---

## પૈસાના પુજારીઓ

---

**ગાયન ૩૫૪ મું. રાગ જોગી આસાવરી.**

મુબારક રોજ મુબારક આજે હમે ગાયે તમારે કાજે—
સદા સુખી રહી ન્યામત ચાખો કીર્તી જગતમાં કાજે
કાલે મારી ગીબત કરીને આજે વખાણી જલાજે—
ખુદા જેને આરામી સાજે, વરસો ઘણા નિવાજે
કહયો જેણે ભુડો હતો તે આજ ભલો નબિરાજે—
દર્દ બળાઓ નાબુદ થાએ સુખ તમ પર નિત સહાજે-

કાલ સરાયે દેઇ લાખો આજ બજો છે દહાજે—
ચાલો હુર્રરે પુકારો ભાઇ તન મન એક અવાજે
માન સઉ એ છે પૈસાને મુજને તો નહિ છાજે—મુબારક

---

ગાયન ૩૫૫ મું. રાગ પ્રભાત.

આજ આગ લાગી છે જુદાઇની આતનમાં—મહોબતનો મેવો તો
ભળે છે દુખ વનમાં
પ્રેમના તું પાણીથી બુજાવ પ્યાસ અગમાં—નતો ભસ્મ થઇ આસ
રહેશે મનની મનમાં
ચીત મારૂં સદા રહયું ધનનાજ પ્રેમ ધનમાં—મારે જેમ મધન
થાવ મેઘથી શ્રાવનમાં
પ્રેમને હુ લઇડે ધરૂં ધ્યાન શુભ જનમ મિટે પ્યારા એજ સારા
કોયલની દાનમાં—આજ

---

ગાયન ૩૫૬ મું. રાગ-કાફી ઠુમરી.

હુ તો અલબેલી પૈસાથી પુર મુજ મુખ પર ચમકે લછમી તું'ર—
કોન બીજી છે મુજની બરોબર, ખરચે નાણુ કાધી ગરોગર
લાખ કીમ્મત મુજ મહેલની ધુર—હું
સઉ કહે મુજને મોટાં બાઇ આવે જયારે મજખમાં રાઇ
ગુસ્સાં જોઇ સૌઉ નાસે દુર—હું
હાથો જોડી આગલ આવે પગે પડી સૌઉ મને રીઝાવે
સહાજાદા સોદાગર સુર—હું તો

---

ગાયન ૩૫૭ મું. રાગ કાફી-લાગણી.

ધન્ય ધન્ય તે ઘડી કયારે આવશેરે—મુજ મનની મુરાદો બરલાવશે રે—
ધનજીશાહનો મેં હાથ ન લીધો—ન ધાર્યું કે ધીકકાર બીજ વાવશેરે—
એમના ભલાનું કાજ કીધું કે મને પર્ણી બધા સુખ ગુમાવશેરે—
ધન ધન વ્હાલા અનમોલ ધન તું—ફરી કયાર પ્યારથી બોલાવશે રે—
સઘલો ખુલાશો કરવા તેને—ખુદા કયાર લાગ ભલો ફાવશે રે—
માતાજીને માસાનો ડર—મીટાવી ખુદા કયારે પરણાવશે—ધન્ય ધન્ય

---

ગાયન ૩૫૮ મું રાગ જીંઝોટી ગરબી.

કલજુગ તારી રચના ન્યારી—ભેદ ભરી છે ભારીરે—
પાપી નાવ તરે છે દરીયે પુન્ય ડુબે દુખ્યારીરે—
ઉદ્યોગીતો ભુખે તરફડે—પેટ ભરે ધુતારીરેં—
સખી શેહયા વાડી વેચે—ઘર બાંધે ભીખારીરે

શેઠાણીની સાડી સડેલી-ચાકરડી જરતારીરે
કુલીનને સૌઉ ભુલી જઇને-ધનથી બાંધે યારીરે
પતિ હજારો રૂપ્યા માગે-જે પરણે કુમારીરે—
દેવળ દેહરે દર્શણ બ્હાને ચોરી કરે ભજનારે
ધુપ દીપતો કયાંથી લાવે-ભુખે મરે પુજારીરે

---

**ગાયન ૩૫૯ મું. રાગ—કાલીગરો—દાદરો.**

સદા સંગત રૂડાંની કરીએ-જહાંથી ડરીયે
વનનું ચંદન ઝાદતો-દે સહુને શુભ વાસ
દુર ગંધી ત્યાગી સહુ-વૃક્ષાં પમરે પાસ
ભલો ભલાઇ ન તજે કુમતી દુર આચાર
કુલીન સ્ત્રી ન લજ્યા તજે--વેસ્યા નીત સણગાર
સંગત જેવાની કરો -તેવા થાશો ભાઇ
મુગાને સમજાવવા-જીવ તજે ચતુરાઇ
સંગત રૂડી સાંધતાં--જાશે ભુરા ઢંગ
કાથો ચુનાને મળી--લાલ દીપાવે રંગ
રૂડાથી રૂડાં બને સદ્ગુણ રહે નીભાઇ
જે દીવડે લાખો ભને-તેજ ઘટે નહિ કાંઇ

---

**ગાયન ૩૬૦ મુ. રાગ—ભૈરવી—ઠુંમરી.**

મારી મહીની મટુકી શામે લુટીરે
જુવો સખી સો હાલ કીધો છે મોહન માળા તુટીરે
દુધ દહીની ધાગર મારી મસ્તક ઉપર ફુટીરે
શામ સુધડના દર્શણ કીધાં દરીદ્ર દુખથી છુટીરે—મારી

---

**ગાયન ૩૬૧ મું. રાગ—ખમાચ ઠુમરી.**

સુરત શુભ લાગી પ્યારીરે—મનવારી--પ્રીતમ સૌઉ તારી બલીહાર
વિણુ દેખે ન કાંઇ ભાવે પ્રીતમ કાં મુજને તરસાવે
કોઇ જઇ કહો તુરત આવે-મરૂ તે વિણ દુખીયારી—સુરત.

---

**ગાયન ૩૬૨ મુ. યમન કલ્યાણ—ધ્રુપદ—તાલ-ચોતાલ.**

એ મન કરની યાદ ખુદાની હરદમ જનમ સફળ તુંજ થાશે.
દીન દયાળ વિશ્વંભર સ્વામીના ગુણુ ગાની તાપ ત્રણુ જાશે
સત્ય મને સત વચન હમે ભજ ભાવે-નિત અમ્રત ફળ ખાશે
મંગલ નામ શીરોજ રટે રસના જે-પાપ દુર સઉ નાશે.

---

ગાયન ૩૬૩ મું. **બિહાગ-ધ્રુપદ-તાલ સુલફાગ.**

સાંભલ સજની શિખ આ સારી-જુઠું તજની સાચ ઉચારી
સાચે સ્વામી અંતર જામી-રાજી થઇ દે ધામ સુધારી
સાચે જય છે ના કો ભય છે--સાચે તરશે શિલા ભારી
ફિરોજ સાચું છે નવ કાચું-સાચ વિપતકે પાર ઉતારી

---

ગાયન ૩૬૪ મું. **મુલતાની પદ--તાલ દીપચંદી.**

મુરખ કાં કરે છે કરમની આસ--જા ઉધમ કરની ખાસ
કરમ ખેતનો ઉધમ ખેડુત--છે જય જેહનો દાસ
ખેડયા વિના નહિ ધાન્ય પાકશે-રહેશે ઘાસનું ઘાસ
ઉધમ વિના કેમ જશે પેટમાં--ભોજન રાખ્યું પાસ
કવલ કરે લઇ મુખ નહિ નાખો--તો કરશે ઉપવાસ--
પંખો હલાવ્યા વીના વાયુ કેમ--ખાશો ચઇતર માસ
ફીરોજ માખણ કેમ નીકળશે--જો ન વલોવો છાસ.—મુરખ

---

ગાયન ૩૬૫ મું. **રાગ કાફી તાલ લાવણી.**

દાશ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો
સંસારી સંબધ તોડી જીવ આપ ચરણે જોડી
હું તો બની બેઠો બાવો બાવોરે-દયાલું દેવા
આંખો વીના સંકટ આવું ખાડામાં ગોઠાં ખાવું
વારે આવી નાશી આવો આવોરે-દયાલુ દેવા

(સુરદાસ)

---

ગાયન ૩૬૬ મું. **જીઝોટી તાલ કેરબો.**

જાવો જાઓ ન સતાવો સાવરીયાં મોરા સાવરીયાં
મોરા સાવરીઆં—જાઓ૦
મોરા નાજુક તન ગુલજાર, વાપે કીની ફુલ સીંગાર
કાહે નજર લગાવો સાવરીઆં—જાઓ૦
મોરા જોબન ઝુમખેદાર, ખીલો જયસો કે ગુલનાર
હટો કાહે શરમાવો સાવરીઆં—જાઓ૦

(કરણ ઘેલો)

---

## પારસી હરીશ્ચંદ્ર.

---

ગાયન ૩૬૭ મું. **રાગ જંગલો—તાલ લાવણી.**

વ્હાલાઓ મંચી જાવું હવે હું તારી રજા લઇને
પ્યારી પરીચહેર સુખે સીધાર પણ દીલાસો દઇને—વ્હાલા
દીલા સામાતો એમજ કહઉ કે પીચતો ના દારૂ
શેરમાં ખુણે ખુણે ઉભો રહી કહરાવજે ઝારૂ—વ્હાલા

દારનુ હરગીઝ નામ લઇશ નહિ આંસુઓના સમ
તું ગયા બાદ ભુલવવા ગમ પીવસ ઠોડો રમ—વ્હાલા
છીબા દરજીનું બીલ ચુકવજે વેચી ના નાખતો કાંઇ
સારીને બ્લાઉઝની સંભાલ લેજે ભુલમાં પડે નહિ ઉધાઇ—વ્હાલા

## માલતી–માધવ.

ગાયન ૩૬૮ મું. રાગ—પીલું તાલ કેરબો.

નાનકડી નાજુક નાર હું બહુ નાનકડી,
બહું નાનકડી બહુ નાનકડી (તનવાર)
મારા લાલાની છું લાડકડી છુ લાડકડી નાનકડી
આંખ તણે મટકે પટકું છું લાલને
તે નાની શું સમજે વાલાને વાલને
જાણી ભોલો ભરથાર તું બહું માથે ચડી- નાનકડી.

ગાયન ૩૬૯ મું. રાગ-ભેરવી તાલ-ખેમટો.

પ્રેમના જુદા જુદા છે પ્રકાર
પ્રેમમાં વસી રહી પ્રભુ તું સાર—પ્રેમના
એક પ્રેમ સાચ્ચો શ્રી હરી પતીનો છે.
માત તાત ભ્રાત મીત્ર સતી પતીનો છે.
સાચો કહેવાય છે પ્રેમ ધરમ શુભ નેમ
જેથી તરી જવાય આ સંસાર—પ્રેમના

## ગોપાલ—ગીતાવળીના ગાયણો.

ગાયન ૩૭૦ મું. અએ દાવરે સમદ મદદ મદદ મદદ—એ રાહ.

નમીએ શ્રીગણુ પતી પ્રેર શુભ મતી.
સદા સ્મરીએ તુજને ચલાવ એ નીતી
સર્વ દેવ આગે તુંજ તણી પુજા બને,
અહરનીશ સાથ રહી તુષ્ટ કાપને—નમીએ.
કેશવ પ્રાણુ ગોપાળ તને નમે છે પ્રીતી પુર
સમાવીને સંકટ સઘલા દોષ કરજે દુર—નમીએ.

ગાયન ૩૭૧ મું. શુરાવીર સુરા જન રાજ સીમાડએ—રાહ.

દાખી દયા રાખી મયા તું દીન દયાલ
પાર પાર પાડ કામ, તાર તાર હમને રામ
કર કર હમારો ઝાલ કર કર એટલું કૃપાલ—દાખી,

નામ નામ તારૂ હમ ઠામ ઠામ લઇએ હમ
વારી વારી જાય કેશવલાલ, વારી વારી જાય ગોપાલ-દાખી

---

**ગાયન ૩૭૨ મું. કયા સો હાએ રંગે મોરા રંગ-એ રાહ.**

આહા જુવોની શોભે શું બજરંગ
નમીએ અમે સૌ તને હો બજરંગ-આહા.
કેશવ હું માગુ ભકિતરે વ્હાલા
એટલી વીનંતી મારી ધરજે હો બજરંગ-આહા.
પ્રાણજીવન પાય લાગુ હું બાલા
સાહય હંમેશ મને કરજે હો બજરંગ-આહા.
ગોપાલ હું તો માગુરે વ્હાલા
દીલમાં હમારા હંમેશ ઠરજે હો બજરંગ-આહા.

---

**ગાયન ૩૭૩ મું. રાગ-બનજારા.**

ભજો ઇસ તમો હો પ્યારા ભજો ઇશ તમો હો પ્યારા
અરે આ જુવાની તો ચાલી, પણ ભજ્યો નહિ વનમાલીરે-ભજો
હજુ વિચાર છે બહુ મોટો, પણ આ કાયા પાણીનો પરપોટોરે-ભજો
એ વાત જાણજો સાચ્ચી, જરૂર કાયા તો છે કાચીરે-ભજો.
તેથી નામ હરીનુ નવીસરો, કરી કૃપા તમો માન્ય કરોરે-ભજો
દાસ ગોપાલ કહે છે સાચ્ચુ જમ આવી ઝાલશે ડાચુંરે-ભજો

---

**ગાયન ૩૭૪ મું. કરમ કર મેરે હાલ પર હએ કરીમ—એ રાહ**

દુઃખ હર્તા, સુખ કર્તા, ઓ પ્યારા પ્રભુ
અશરણુ, શરણુઓ, તુજને નમું—દુઃખ
બહુ તુજ શકતી બહુ નામી દયાલ
સચ્ચિદાનંદ, સદા રહે કૃપાલ—દુઃખ
રામ, રામ, રામ, ભુલુ નહિજ નામ, ઠામ ઠામ ઠામ તે મુકામ—દુઃખ
કર કર સુખ ઓ કેશવ ગોપાલ ધર ધર દુઃખ પ્રાણ જીવન ટાળ—દુઃખ
ધર ધર વિનંતી કહું જે ગોપાલ, હર હર સંકટ સૌનું દયાલ—દુઃખ

---

**ગાયન ૩૭૫ મું. પ્યારીખતા મઆફકરો પુર કુસુર હંએ-એ રાહ**

ઓ ઇરા તેં હમ ઉપરે કૃપા બહુ કરી
પણ અમે અભાગ્યા તને ગયાજ વિસરી—ઓ
માટે તું માફ કર રામ આટલીજવાર
હવેથી હૈયાંજ તને રાખશું હરી—ઓ
નારાયણુ નામ તુજ જે કોઇ સ્મરે
જશે જરૂર જગમાંજ તેતો નકકીરે તરી—ઓ

છે દયાલુ ને માયાલું તુ તો જગતપાલ
કેશવ પ્રાણુ ગોપાલ તને હરખે હેતે ભરી—ઓ

---

ગાયન ૩૭૬ મું. કોઈ રબકી મરજી કયા જાને એ-રાહ.

પટપટ મુકી હરી ગુણુ ગાને ફટફટ તને ન કેમ માને
કટકટ મારી કહું તને તે ધરી કાને હરી ગુણુ ગાને-પટપટ
જો જરૂર છે મોત દુન્યાને નમુકે મોતવળી રાજાને
મગરૂરી માટે ધરે શાને ઉદમત થઇ પાપ કરે શાને—રગ
નવરંગ થઇ ફરે શાને કહે ગોપાલ તે કરે ન શાને—પટપટ

---

ગાયન ૩૭૭ મું. કરબયાં તું હમસે જાયગાં કાંહ એ રાહ.

કરની રામ હમતુ કામ નમી કહીએ-કરની
આપ સુમતી કાપ કુમતી, સુખથી રહીએ
દે જે ભકતીજ તુંજ કીર્તીવંત થઇએ-કરની
નામ તુંજ રામ કુબુજ ન હમરે મુકીએ
કેશવ ગોપાલ પ્રાણુ વારી તુથી જઇએ-કરની

---

ગાયન ૩૭૮ મું. કર બયાં તું હમસે જાયગાં કાંહ-એ રાહ

ફેરી કર્મ ઘેરી ધર્મ હરી પીછાન-ફેરી
ખચ્ચ ખંતે અળગું અંતે છે નકકી તું માન
કર દાન તું નાદાન લઇ માટે તું અજ્ઞાન-ફેરી
છોડી બુરાઇ જોડી ભલાઇ સંભારની ભગવાન
ગોપાળ કહે તને ન ભુલતો કદી કહાન-ફેરી

---

ગાયન ૩૭૯ મું. યાર ગાર બેશુમાલ ગરહો યાર પૈસા એ રાહ

તાર તાર પ્રભુતાર હમેને તાર હરી હમે હાર એ મોરાર ખાધી
હાર હરી
આવ બ્હાર હવે બ્હાર તું કીર્તાર હરી નહિજ કાંઇ સાર લઇ
તુજ ગ્રહયો પ્યાર હરી
હવે લેની તું ઉગારી હમ છેઇએ શણુ તારી કેશવ ગોપાળ પ્રાણુ
વળી જઇએ તુથી વારી
અહરનીશ હું જગદીશ કરીએ ભકતી તારી કીજીએ રે એ
ઉપકાર હે મોરાર હરી-તાર

---

ગાયન ૩૮૦ મું. કોઇ હાલ કહો જાકે મેરી પરીકુ સમજાકે એ-રાહ.

કંઇ તેં ન કર્યું હાથે કહેની લઈ જઇશ શું સાથે—કંઇ
અએ જગત માંહી જનમી તેં તો લીધો શું શું સાર
નહિ કર્યાં જરા ઉપકાર નહિ પલવાર ભજ્યો મોરાર—કંઇ

લોભને લાભમાં લપટાઇ તું રહયો લોભી તુંજ અપાર
પણ નહિ થયો વારંવાર નહિ વિચાર ભજવા ત્રીપુરાર
દયા દાનને દીનતા ઉરે આણ્યા નહિજ લગાર
નહિ ભકતી ગણી સુખકાર નહિ ધર્યો પ્યાર મોહનપર યાર—કંઇ
માન તું પ્રાણી મોડું રે વ્હેલું મૃત્યુ સઉને લેનાર
નહિ કરી ગોપાલ પર ખાર નહિ તલભાર હવે ભજ કીરતાર—કંઇ

---

## ગાયન ૩૮૧ મું. નમું પડે ગીરીજા પતીને—એ રાહ.

કહું પ્રભુ પ્રભુતા તારી શું
રચનાર તું રચના બહુ ભારી અતિજ ગતી તારી
રચી કાયા મચી માયા વળી મોહ કારીશું-કહું
દેખુ હું શુરે ગતી તુજ આકાશે અતિ
કેવી વીજળી થતી વળી વાદલી જતી વર્ષા ધારા થતી
સકળ અકલ એમ કળા તારી, માગું ગોપાલ વારી
આપ હરી આપ હરી સેવા તારી તું-કહુ

---

## ગાયન ૩૮૨ મું. જીન સુખ પલીઆં ગુકીઆં ખેલીઆં—એ રાહ.

આજે મલીયાં આજે મલીયાં ભકતી અર્થે હમો મલીઆ
મુકતી કરજે જરૂર હમારી ભકતી આપી શામલીયાં.
શકતી તારી છે બહુ ભારી કીર્તી તારી બહુ જળીયાં—આજે
સંકટ સર્વ દુર કરી તું સાહય થજે હો પાતલીયાં
પ્રાણ ગોપાલ કેશવ માગી લે ઘેર ઘેર કરજે મંગલીયા—આજે.

---

## ગાયન ૩૮૩ મું. રાગ પાહડી-તાલ લાવણી.

અરે આવ્યો હતો જ્યાંથી હવે હું તો જવાનો છું
તજી આ દેહ પીંજરને નિરાકારી થવાનો છું
કરી કાળાં અને ધોળાં ઉડાવી મોજ દુનીયાની
કર્યાં જે કમ તેનું હું કડ્ડુ ફળ ચાખવાનો છું—અરે
સગાના સહને છોડી પ્રીયાના પ્રેમને તોડી
હવે કરતારના દરબારમાં હાજર હું થવાનો છું—અરે
કમાવ્યો ખુબ દોલતને વસાવ્યા મહેલ ને માળા
અરે હું એકલો સઘળુ મુકી અહીંથી જવાનો છું—અરે
જગતમાં જનમ લેતાં હાં હતી બાંધી મુઠ્ઠી મારી
ઉઘાડી લઇને હાય હવે હું તો જવાનો છું—અરે

---

# કોન્સટના ગાયણો.

ગાયન ૩૮૪ મું. રાગ કાલીંગડો.

મારી આશાની દોરી તુટીરે
તુટી તુટી તુટીરે—મારી
બર્યો બુઢ્ઢાપો કેવો બળાપો
ફોક મુકી રડવાનું રે—મારી
તહેમીની તદબીરથી થયો હું ખરવી
વેચ્યાં મારાં પુરાંરે—મારી

ગાયન ૩૮૫ મું. ભજન-રંગ વસંત.

મનમાં જપી પ્રેમની માલા દુખ મારૂં હું વીસારૂ
વાતે વિચારતા મનમાં ભમતા યાદ તારી કેમ ભુલું
એ દાહાડાની જીદગાની આખર કોઇની ન થવાની
કરી લે ભલાઇ-મનમાં.
દુન્યા છે સ્વપના સરીખી પાપથી પછતાઆ સો
રહ્યુ કોઇનુ ન રહેવાનું ભવસાગર તરી જવાનું
ભજી લે ખુદાઈ-મનમાં

ગાયન ૩૮૬ મું. આસાવરી તાલ દાદરો.

ના વિસારીએ દયા હૃદયમાંથી રામ ના વિસારીએ
રંકમાંથી રાય થઇએ કરીએ લક્ષમીરાજ-ભુલીએ નહિ અસલ દયા
ભલે ચદે સીરતાજ-ના વિસારીએ
માનવનો અવતાર ફરી ફરી આવે નહિ મન માન
આવ્યાં તેવાં ચાલતા થશો મુકી માન ગુમાન-ના વિસારીએ

ગાયન ૩૮૭ મું. તાલ-લાવણી.

ખે „ખેસીધારો દીલજાન સફલ સફર કરી દીલદાર
જી રોજી ભરીયાં પ્રેમે વધાવું દીયર આવ જોજીરે-શુખે
હીરામાં કુંકું ભેલી ઓવાળું વેલી વેલી
બનાવું ગલાનો તુને હાર-જી રોજી
આફત આવે લાખ પણુ જે પ્યાર નહિ તજનાર
પ્રીતમ તમ વિના મને ચાલે નહિ પલવવાર—હીરામાં

ગાયન ૩૮૮ મું. રાગ આસાવરી ધુન.

નામ અમર તુજ ગાવુ હરદમ નામ અમર તુજ ગાવુ
જપું હું ઝુકાવી નમી શીસ તુજ ચરણે પડી હરખાવું નામ
સાહેબ તું ઓ સૌના પ્યારા ફેંક અચલ તુજ આશીશ ધારા

નાખ રોશની તુજ મીનોઇ આંખે દેખી હરખાવું-હરદમ
સાહેબ એ જગ પાલનહારા ખુદ તુજને કોન દવારા
કાપ પાપ દે દાન જ્ઞાનનુ દાસ તુજ બની જાવું-હરદમ

---

## બુધ્ધ દેવ.

---

ગાયન ૩૯૮ મું. રાગ માંડ તાલ લાવણી.

પીયુ પીયું પોકારતીરે પપૈયાં વધુ ઝુરે વનમાં
વિરહ અંગાર ઉઠે તનમાં અતિશય બલી રહી મનમાં—પીયું
ખીલતી આ કલી કુંશુમની ભોગી વિના કરમાંએ
ઝુલતી આ લલીત પાખડી ભોગી મધુર કર ચાહે—પીયું
બાલા રસાલી અંતરે આકુળ વ્યાકુળ થાય
નમ્ર નવોઢા નૌતમ રમણી કોમળ માનસ ઉપવનમાં-પીયું

---

ગાયન ૩૯૦ મું. રાગ સોરઠ તાલ ખેમટો.

સાર આ સંસારમાં ન જોયો મેં બહુ રીતે તપાસતાં
ધન ધરા સુત તાતની પ્રીતી મોઘા અવસરને મેં ખોયો-મેં બહુ
મૃગ જળ પીવા કામન આવે વ્યર્થ ઇંદ્ર જાળમાં હું મોહોયો-મેં બહુ
પુણ્ય પરમાર્થને માર્ગ ન શોધ્યો જનમને વૃથા મેં વગોવ્યો-મે બહુ

---

## વસંત પ્રભા.

---

ગાયન ૩૯૧ મું રાગ સોરઠ-તાલ કેહરવો.

મદભરી જુવાની યાર
રસ લેજો લુટી દીલદાર અહો દીલદાર હાં હાં-મદ ભરી
નાજુક ખીલતી હું ચંબેલી તું રસીલો ને છબીલો
ભમર મધુર પીનાર અહો પીનાર હાં હાં-મદ ભરી

---

ગાયન ૩૯૨ મું. રાગ ઝીલ્લા તાલ દાદરો.

નીતી તની તજી વાત નાથ શીદ અનીતીનું નામ દઇને
દેવ મદીર મુકીને કેમ દુષ્ટના આવાસે જઇએ—નીતી
દુધ તજીને દારૂ શુ પીવો રામ ભુલી કાં કામ સેવો
કોયલને તજી કાગ પાલી શું હીત થાએ
પાપને ન પછડાયો લઇએ-નિતી

---

**ગાયન ૩૯૩ મું. રાગ સોરઠ તાલ લાવણી.**

શ્રી રામચંદ્ર રઘુવીરશ્રીસીતાપતી
ભજી લેને મન અવસર આવો એળે-વહી જશેજી
ખીલી વસંત છેલા ખીલી જુવાની વ્હાલા
રસીયા રસ પી લેને સુખ ધામ
ખીલી વસંત તેવી ખીલી ફુલવાડી બાળા
પ્રભુને શણગારી લે મન લ્હાણું-શ્રી સીતાપતી
રમણી રૂપાળી હેતે હૃદયે ધરી લે વ્હાલા
પીલે અધરામત રસનું પાન
નાથના નાથને એ અતર ધર પ્રીતે બાળા
કરી લેજો કાયાનું કલ્યાણુ-શ્રી સીતાપતી

---

**ગાયન ૩૯૪ મું. તાલ દીપચંદી.**

નાકની નથની ને કાનની વાળી હીરાણી એરીગ લઈશ દેરાણી
ઝાંઝર ઝમકે ને પુર ઠમકે બંગડી પહેરવા જઈશ જેઠાણી
નવસર હાર ને ઝુલતી દામણી અમોડે ફુલ હું લઈશ દેરાણી
નાતમાં મ્હાલું ને ગામમાં ચાલું લટકતી લહાણુ હું લઈશ જેઠાણી

---

## બોલતો-કાગલ.

---

**ગાયન ૩૯૫ મું. રાગ માંડ તાલ કહેરવા.**

રંગી આ દુનીયાના રંગી એ રંગી તે રંગી એ રંગી દુનીયા દોરંગી
સાગર પાણી સીતલમાં વડવા નલ તેના તળમાં આગને પાણી
બન્યા સંગી
આજે અંગીમનાતા કાલે ભુજંગી થાતા કોણુ ભુજંગી ક્યાણુ અંગી
વાયુ જે દીપક ઠારે આગને એજ વધારે પ્રભુની પ્રભુના દોરંગી

---

**ગાયન ૩૯૬ મું. રાગ પાહાડી તાલ કહેરવા.**

બંધન આ નહિ ટુટે છટકી જાશો કાંઇ છોગાલા-બંધન
તો જાણું વીર હું સાચ્ચા આ તાર સુતરના કાચા છોડો જો
એ છુટે-બંધન
પ્રેમે વણ્યા છે તાર એ કાચા છે તો એ
જે કાષ્ટ કોરી દુર થાતા તે ભમર કમલે બંધાતા
એવો પ્રેમ તણો કઈ પાસ વણાટ વણ્યો તે નવ ટુટે બંધન

---

**ગાયન ૩૯૭ મું. તર્જ અંગ્રેજી-તાલ કહેરવા.**

બચ્ચા કચરા કંઇ સાવધ થા. ખુબખ બુધો ચસકેલ દીસે
આ ધનરકકર મોહીની દીપર જો મીણુ બની પીગલેલ દીસે

કાંઇ દાળમાં છે કાળુ એ નક્કી થયું શું ખરો છે ભેદ એતો
જાણવું રહયું
પાસને નાપાસનું દરદ નવું થયું શરમ શરમ ખુદ્દાનું હવામા
ઉડી ગયું-બચ્ચા

---

ગાયન ૩૯૮ મું. રાગ માંડ તાલ કહેરવા.

હું તો ઇચ્છું પતિ તમહારી સેવા મને અન્ય વિષ્યથી નહિ
કાંઇ લેવા દેવા
મળે છાશ બાકળા ખાઇને પેટ ભરીશું મળશે તે પર સંતોષે
ગુજર કરીશું
પતિના એઠા ટુકડા તે મીઠા મેવા-મને
કંચન નહિ પણ સૌભાગ્ય કાષ્ટની ચુડી મંગલ દોરો તે સતી
નારની મુડી
કાચા સુતરને તારે બંધાવ્યા એવા-મને
જાડે કપડે પણ અંગ સઉ ઘંકાશે પતિ સંગે પર્ણ કુટી મહાલય
સમ થાશે
પતિ સ્નેહ દ્રષ્ટિએ અમે વેચાંયા જેવાં-મને

---

ગાયન ૩૯૯ મું. અંગ્રેજી તર્જ તાલ કેહરવા.

આશક બરચુચા જેવા માશુકનો પુરદમાંમ
ચાહે રાંડે કે માંડે શુ અમને તેથી કામ
જાણે ઘરડી ઘોડીને પહેરાવી લાલ લગામ.
જોડી જુકતી છે એવી કે જોવા મલશે ગામ

(હસવાનુ.)

વર લોભ ધરે કન્યાનો જમવાને માર્ગ જાન
ઘોડાને બદલે ખાધો. ને ગીતડાને બદલે કાણ
અહીં માંડવડો મંડાયો ત્યાં કાષ્ટ ગયા સમશાંન
ચોરીને બદલે ચોઠો ને રામ બોલો ભાઇ રામ

---

## કળાવતી.

---

ગાયન ૪૦૦ મું. વાગેશ્વરી કહાનડા—ઠુમરી.

પ્રિય પતિ, વિનતી લ્યો માની, હું દાસી તમારી
આમ ન કરીએ સાહસ પીયુજી,
વીચારી, કહું સુખકારી, હું દાસી તમારી.—પ્રિય.
પુત્ર અરિનો છે, એ તોપણ,
ઉગારી કરો ઉપકારી, હું દાસી તમારી.—પ્રિય.

કેદ કરી રાખોની, એહને,
ક્રોધ તજીને, ક્ષમા કરીને, વિનવે, દાસી તમારી.—પિય.

---

ગાયન ૪૦૧ મું. જોગયા—ગરબો.

રમવા અલબેલી સૌ ભેલી થાઓ મન ભાવો, ભાવો;
જુઓ વાટિકા કેવી ખીલી છે મન હીલે શું વાહ!—રમવા
કોયલ નાદથી અશોક શોક કરી રહયાં,
સ્મૃતિ પીયુ તણી અપાવવા.
જળ તણા શીત ઝરા પેખીઆ, પણ તૃષાથી પીડતા,
વા'લા વિણ વધારે દાહ—જુઓ.
વૃક્ષ વેલ ગેલ કરી રહયાં સમીરથી,
કુંજમાં શો ગુંજ ભ્રમર કરી રહયા,
મધુર પરિમળે મોહી રહયા—જુઓ.

---

ગાયન ૪૦૨ મું. પીલુ—ઠુમરી.

શું બાઇ કરમાવો કોમલ ગુલાબી આ ફુલ,
યૌવન નવરંગેથી કાંઇ ખીલતું, ટપકે શી લાલી અમુલ—શું
રંગનો રસીયો વે'લો આવીને મળશે, ફીકું પાડો શાને નુર—શુ.
ધીરા નયનોથી નયનો મિલાવી ખીલવશે પ્યારૂં આ ગુલ—શું.

---

ગાયન ૪૦૩ મું. માંડ ગરબી.

માતા શોક ન કર તું, પ્રભુની જે ઇચ્છા તે થાય;
પુત્રિ પ્રેમેથી પાળી, તને ત્યજતાં આંસુ ભરાય!
લેખ મિથ્યા લખાયો ન થાય કો'થી,
બને તે બને, જવાદે મને, પ્રણમું તને;
કરજો પ્રભુ સ્હાય—માતા૦

---

ગાયન ૪૦૪ મું. જયજયવંતી ઠુંમરી.

વિધિનો વાંક સૌકો જુએ, કર્મનો ન કોએજી
દુનિયા સ્વાર્થ જોએજી—વિધિનો.
વાવી કૌચ મોગરાની, આશા રાખવી નકામી,
જેવું બીજ વાવો તેવું ફળ તેમાંથી હોએજી—વિધિનો.,
જેવું કરવું તેવુ ભરવું, જેવું વાવો તેવું લણવું,
કર્યાં હોય સારાં કર્મો, દૈવથી શું હોએજી—વિધિને.

---

ગાયન ૪૦૫ મું. માલકોસ તિલાનો.

જાઉં જાઉં સતિની હું સ્હાય કરવા,
નિરદોષ નારતું રક્ષણ કરવા;

---

ગાયણ નં. ૩૨૦ થી નં. ૩૩૯ સુધીનાં જે કવી હરમીસના પોતાનાં રચેલાં છે તેની નોટેશન માટે નીચલી ચોપડીઓ જુઓ.

પાપી દુષ્ટના પંજામાંથી છોડવવા,
જીવ જતે મેલું નહિ, ઝાવુ તેને હયાં—જાઉં.
જેણે જન્મી ધર્મ ન જાણ્યો,
પરનારીમાં અવસર ગાળ્યો,
ધિક્કક ધિક્કક પડો એવા નરને, જીવે પણ તુલ્ય ગણુ ખરને,
વિષ પી ફોકટ ફુલે મરવા—જાઉં.

---

ગાયન ૪૦૬ મું. પહાડી ગત.

સાચા તેઓ રણુ ધીરીયા, જેઓ જંગમાં ઝુંજે,
વાગે ભાલા તોયે, જંગમાં ઝુંજે,
ભડભટો ભડ ભાગી, ધજાવતા રણુ ભુમી
પડે શીરતો ઝુઝે.—સાચા.
જેનું નામ શુંણી હાંજા ગગડી જાય,
શુરા શત્રુ પણુ થર ધ્રુજે,—સાચા.
દેહ પડે ભલે થયું તો શું પણ
નામ અમર કરવા ના ચુકે.—સાચા.

---

## સરસ્વતી ચંદ્ર.

---

ગાયન ૪૦૭ મું. રાગ—ભૈરવી—તાલ લાવણી.

પાપીના મોહડાં કાળાં સતીઆની બોલબાલા
થન થન કુટીલ મન શું કરે, તનમન કરી લે તું ભલે
દોરી છે સહુ તુજ હાથમાં જગનાથના—પાપીના
શું કરે ભલા વૃથા બડાઇ પ્રભુ કરતા જગધરતા સંહરતા
અદદલ ઇનસાફ તેના હાથમાં નાદાન કર ગુમાનના
પાપીની ધારણા થાય અંતે ધુળધાણી
તજ શઠતા દુર્જનતા મન ફરતા નીષ્ઠુરતા—પાપીના

---

ગાયન ૪૦૮ મું. રાગ દેસ માંઢ—તાલ—દક્ષણી લાવણી

શિતળ ચંદ્ર જેવું વદન કાન્તિમાન,
નયન મીચી લે તું શાન્તિથી વિરામ.
જાણે જઇ ભેટું એવા ઉભળકા આવે છે,
બોલું કંઇ બોલું ત્યાંતો શરમ દબાવે છે.
કાંઇ અંતર થાય થાય થાય ના શ્હેવાય,
થર થર થર કંપે કાયા સ્વર થરડાએ છે.
ચાલું ત્યાં ચરણો અન્યો અન્ય અઠડાએ છે,
લાગી હાં સ્મર લ્હાય લ્હાય અસહાય.
જાગોજી જાગો વ્હાલા નિદ્રા વિસારી દયો,

